Do you know=તમે જાણો છો.
Am doing (અૅમ ડુઇંગ) કરૂં છું.
I have=મને છે, મારે છે.
Wings (ઉવિન્ગઝ) પાંખો.
Can fly (ફ્લાઇ) ઉડી શકું છું.
High (હાઇ) ઉંચે.
Air (એઅર) હવા.
To fall (ફૉલ) પડવું.
Do not fall=પડતું નથી.
Keep up=ટેકવી રાખે છે.
Keep me up=મને ઉપર રાખે છે.
Can fly=ઉડી શકુ છું.
Tree to tree (ટ્રી ટુ ટ્રી) એક ઝાડથી બીજે ઝાડ.
Can not do=કરી શકો નહીં.
Can walk (ઉવૉક) ચાલી શકો.
Can run (રન) દોડી શકો.
Can jump (જમ્પ) કુદકો મારી શકો.
Can not fly=ઉડી શકો નહિ.
Would like (લાઇક) ગમે.
Like (લાઇક) માફક.
Have shut (શટ) બંધ કરી છે; બીડી છે.
Am sitting (સિટિન્ગ) બેઠું છે.
Branch (બ્રૅન્ચ) ડાળી; શાખા.

Live (લિવ) રહો છો.
Nice (નાઇસ) સુંદર.
House (હાઉસ) ઘર.
Do you not–શું તમે રહેતા
Too (ટુ) પણ; વળી.
Warm (ઉવૉર્મ) ગરમ; હુંફાળું.
Built (બિલ્ટ) બાંધ્યું.
Week (ઉવીક) અઠવાડીઉ.
Here it is=આ રહ્યું.
Close (ક્લોઝ) પાસે; નજદીક.
Close to me=મારી પાસે.
Call (કૉલ) કહું છું.
Nest (નેસ્ટ) માળો.
Quite (ક્વાઇટ) છે; તદન.
Safe (સેઇફ) સહીસલામત.
Will not fall=પડી જશે નહીં.
Out off (આઉટ ઑફ) માંથી.
Build (બિલ્ડ) બાંધે છે.
Long (લૉન્ગ) લાંબા.
Grass (ગ્રાસ) ઘાસ.
Mine (માઇન) મારૂં.
Under (અંડર) નીચે.
Make (મેઇક) બનાવે છે.
Leaves (લીવ્ઝ) પાંદડાં.
Mine (માઇન) મારૂ.
High up=છેક ઉંચે.
Are made=કરવામાં આવે છે.

Sticks (સ્ટિક્સ) લાકડીઓ.
Inside (ઇનસાઇડ) અંદરની બાજુએ.
Put (પુટ) મુકું છું.
Wool (ઉવુલ) ઉન.
Dry (ડ્રાઇ) સુકું.
To keep (ટુ કીપ) રાખવાને.
Warm (ઉવૉર્મ) ગરમ; હુંફાળું.
There are=છે.
Blue (બ્લુ) આસમાની.
Eggs (એગ્ઝ) ઇંડાં.
Laid (લેઇડ) મુક્યાં.
There (ધેર) ત્યાં.
There are=છે.
Yesterday (યસ્ટરડે) ગઈ કાલે.
Count (કાઉન્ટ) ગણો.
May look=જુઓ.
Must not touch=અડકશે નહીં.
Will come out=બ્હાર આવશે.
These eggs=આ ઇંડાં.
Again (અગેઇન) બીજી વખત.
If you come=જો તમે આવો તો.
A few (ફ્યુ) થોડા.
Must sit=બેસવું જોઇએ.
If do not sit=જો હું નહીં બેસું તો.
Will get cold=ઠંડી પડી જશે.

## 20 The Young Birds.

Youug (યંગ) નાના.
Birds (બર્ડ્ઝ) પક્ષીઓ.
Afterwards (આફ્ટરવર્ડ્ઝ) પછી.
Went (ઉવેન્ટ) ગઈ.
There (ધેર) ત્યાં.
Saw (સૉ) જોયાં.
What (ઉવૉટ) જે; તે.
Said (સેડ) કહ્યું.
Good morning (ગુડમૉર્નિંગ) સહવારની સલામ.
Again (અગેન) ફરીથી.
Have come=આવ્યા છો.
Very (વેરી) ખુશી.
Glad (ગ્લૅડ) ખુશી.
Children (ચિલડ્રન) બચ્ચાં.
Love (લવ) ચાહું છું.
Very much (વેરિમચ) ઘણું.
If you like= તમારી મરજી હોય તો.
May go=જાઓ.
Near (નીઅર) પાસે.
Ago (અગો) અગાઉ.
Came (કેઇમ) આવ્યા.
Out off (આઉટ) માંથી.
That (ધૅટ) જે.
Showed=બતાવ્યા.

**Now** ( નાઉ ) હમણાં.
**Are opening** ( ઓપનિંગ ) ઉઘાડે છે.
**Mouths** (માઉથઝ) મ્હોં.
**Can hear**=સાંભળી શકો છો.
**Crying** ( ક્રાઇંગ ) રડતા.
**Want** (ૐવૉન્ટ) માંગે છે.
**Food** ( ફુડ ) ખોરાક.
**Hungry** (હન્ગ્રિ) ભુખ્યા.
**Have brought** (બ્રૉટ) લાવ્યો.
**Just** ( જસ્ટ ) હમણાં.
**Worm** (ઉવર્મ) કીડો.
**Here it is**=આ રહ્યો.
**Beak** ( બીક ) ચાંચ.
**Another** ( અનધર ) બીજા.
**Like** ( લાઇક ) મ ફક.
**Has gone away**=દૂર ગયો છે.
**More** ( મોર ) વધારે.
**If we feed**=જો આપણે ખવાડીએ તો.
**Well** ( ઉવેલ ) સારી રીતે.
**Bigger** (બિગર) વધારે મોટા.
**Every day**=દરરોજ.
**Month** ( મન્થ ) મહીનો.
**Strong** ( સ્ટ્રૉન્ગ ) મજબુત.
**Wings** ( ઉવિંગ્ઝ ) પાંખો.
**Will teach**=શીખવીશ.

**To fly**=ઉડવું.
**Themselves** ( ધેમસેલ્વ્ઝ ) પોતાની મેળે.
**Babies** ( બેબીઝ ) બચ્ચાં.

## Birdie.

**Birdie** (બર્ડી) બાળક.
**At break of day** (બ્રેક ઑફ ડે) મળસ્કે, પ્હો ફાટતાં.
**Let me fly** ( ફ્લાઇ ) મને ઉડવા દો.
**Rest** (રેસ્ટ) આરામ લે.
**A little**=જરા.
**Longer** (લૉન્ગર) વધારે વાર.
**Till** (ટિલ) જ્યાં સુધી.
**Wings** (ઉવિંગ્ઝ) પાંખ.
**Stronger** ( સ્ટ્રૉન્ગર ) વધારે મજબુત.
**So** (સો) તેથી.
**Flies away**=ઉડી જાય છે.

## 21 The cat.

**Look** (લુક) જુઓ.
**Here** (હિઅર) અહીંઆ.
**It has**=તેને છે.
**Short** (શૉર્ટ) ટુંકા.
**Soft** (સૉફ્ટ) નરમ, સુંવાળા.
**Hair** (હેર) વાળ.

Over (ઓવર) ની ઉપર.
Body (બૉડિ) શરીર.
Sharp (શાર્પ) તીક્ષ્ણ.
Claws (ક્લૉઝ) નહોર.
End (એન્ડ) છેડો.
Paws (પૉઝ) પંજા.
Do not tease=ચીડાવતા નહિ.
Tease (ટીઝ) ચીડવવું.
May scratch (સ્ક્રૅચ) ઉઝરડા કરે.
Quick (ક્વિક) ચંચળ.
Can catch (કૅચ) પકડી શકે છે.
Rats (રૅટ્ઝ) ઉંદર.
Mice (માઇસ) ઉંદરો,
Waits for them=તેઓની રાહ જુએ છે.
Night (નાઇટ) રાત્રે.
When (વ્હેન) જ્યારે.
Mouse (માઉસ) ઉંદર.
Comes out (કમ્સ આઉટ) બહાર આવે છે.
Hole (હોલ) દર.
Jumps up (જમ્પસ અપ) કુદકો મારે છે.
Catches (કૅચિઝ) પકડે છે.
Plays (પ્લેઝ) રમે છે.
At last (ઍટલાસ્ટ) આખરે.
Kills (કિલ્ઝ) મારી નાંખે છે.

Eats (ઇટ્ઝ) ખાય છે.
Drinks (ડ્રિન્ક્સ) પીએ છે.
Milk (મિલ્ક) દુધ.
Meat (મીટ) માંસ.
Bread (બ્રેડ) રોટલી.
Is fond (ઇઝ ફૉન્ડ) શોખીન હોય છે.
Fish (ફિશ) માછલી.
Loves (લવ્ઝ) ચાહે છે.
Little લિટલ) ન્હાના.
Kittens (કિટન્સ) બચ્ચા.
Licks (લિક્સ) ચાટે છે.
All over=આખે શરીરે.
To make clean=સાફ કરવાને.
Brings (બ્રિન્ગસ)લાવી આપે છે.
Food (ફુડ) ખોરાક.
Teaches (ટીચીઝ) શીખવે છે.
Moves (મુવ્ઝ) હલાવે છે.
Tail (ટેઇલ) પૂંછડી.
Play (પ્લે) રમત.
About (ઍબાઉટ) આમતેમ.
Mother (મધર) મા.
Carries (કૅરિઝ) લઇ જાય છે.
Mouth (માઉથ) મોહોડું.
Calls (કૉલ્સ) બોલાવે છે.
Mewing (મ્યુઇંગ) મીયાઉં કરીને.

Too (ટુ) પણ; વળી.
Dogs (ડૉગ્સ) કુતરાઓ.
Our (અવર) આપણા.
Friends (ફ્રેન્ડઝ) દોસ્તદારો.
Guard (ગાર્ડ) રક્ષણ કરે છે.
Houses (હાઉસિસ) ઘરો.
Should be kind=માયાળુ થવું જોઈએ.

**22 Goats.** બકરાં.

Goats (ગોટસ) બકરાં.
Those (ધોસ) આ.
What (વ્હૉટ) કેવા.
Long (લૉન્ગ) લાંબા.
Ears (ઇઅર્સ) કાન.
They have=તેઓને હોય છે.
Horns (હૉર્નસ) શીંગડાં.
Like (લાઇક) ની માફક.
Cow (કાઉ) ગાય.
Will butt (બટ) શીંગડાં ભરાવશે.
Beat (બીટ) મારવું.
Do not beat=મારો નહિ.
Give (ગિવ) આપે છે.
Sweet (સ્વીટ) મધુર; મીઠું.
Drink (ડ્રિન્ક) પીવાને.
Sweet and good to drink =પીવાને સારૂં ને મીઠું.
Much (મચ) ઘણું.
Why is this=આમ કેમ.
Smaller (સ્મૉલર) વધારે નાના.
Than (ધૅન) કરતાં.
Is smaller than=ના કરતાં વધારે નાનો છે.
Less (લેસ) વધારે ઓછું.
Better (બેટર) વધારે સારૂં.
Cow's (કાઉઝ) ગાયનું.
The goat-man (ગૉટમૅન) બકરો રાખનાર.
Is sitting (સિટિંગ) બેઠો છે.
Between (બટવીન) વચમાં.
Is going to milk them =તેઓને દોહવા જાય છે.
In front of (ઇન ફ્રન્ટ ઑફ) આગળ.
In front of him-તેની અગાડી.
Earthen (અર્થન) માટીનું.
Pot (પૉટ) વાસણ.

**23 The Sheep.** ઘેટું.

What (વ્હૉટ) શું.
What is this=આ શું છે?
Is it a goat=શું તે બકરૂં છે?
Sheep (શીપ) ઘેટું.
Ram (રૅમ) ઘેટું (નર)

Male (મેઇલ) નર.
Fine (ફાઇન) સુંદર.
What fine=કેવા સુંદર.
Are not=નથી.
Straight (સ્ટ્રેઇટ) સીધાં.
Twisted (ટ્વિસ્ટેડ) આમળાં. વળેલાં.
Goat's (ગોટસ) બકરાનાં.
Sheep has=ઘેટાને છે.
Thick (થિક) ભરાઉ.
Wool (વુલ) ઉન.
Skin (સ્કિન) ચામડી.
Coat (કોટ) ડગલો.
Like a coat=ડગલા જેવું
Keeps warm=ગરમ રાખે છે.
Cut off (કટ ઑફ) કાપી લે છે.
Make into clothes=કપડાં બનાવે છે.
They make the cloth into warm clothes=તેઓ કપડાનાં ગરમ લુંગડાં બનાવે છે.
Clothes (ક્લોધસ) લુગડાં.
Flocks (ફ્લૉકસ) ટોળાં.
In flocks=ટોળીઓ.
Grass (ગ્રાસ) ઘાસ.
Shephred (શેપર્ડ) ભરવાડ.
Drives (ડ્રાઇવ્ઝ) હાંકે છે.
Fields (ફિલ્ડઝ) ખેતરો.
To graze (ગ્રેઇઝ) ચરવાને.
Thicker (થિકર) વધારે જાડું.
Mild (માઇલ્ડ) નરમ.
Quiet (ક્વાએટ) શાંત.
Harm (હાર્મ) ઇજા.
To any one=કોઇને.

**24 For you and for me** =તમારે માટે અને મારે માટે.

Bright (બ્રાઇટ) ચકચકિત.
Sun (સન) સૂર્ય.
Shines (શાઇન્સ) પ્રકાશે છે.
Deep blue (ડીપ બ્લુ) ઘેરા. આસમાની.
Pale (પેઇલ) ફીકકો.
Moon (મુન) ચંદ્રમાં.
Lights up (લાઇટસ અપ) પ્રકાશિત કરે છે.
Clouds (ક્લાઉડઝ) વાંદળાં.
Oh high=ઉંચે.
Twinkling (ટ્વિન્કલિંગ) પ્રકાશિતા; ચકચક થતાં.
Stars (સ્ટાર્સ) તારાઓ.
Golden (ગોલ્ડન) સોનેરી.
Sinks down (સિંકસ ડાઉન) અસ્ત પામે છે.
West (ઉવેસ્ટ) પશ્ચિમ.

Bird (બર્ડ) પક્ષી.
Flies (ફ્લાઇઝ) ઉડે છે.
Home (હોમ) ઘેર.
Own (ઓન) પોતાના.
Nest (નેસ્ટ) માળો.
Sweetly (સ્વીટલિ) મધુરતાથી.
Sings (સિંગ્સ) ગાય છે.
Garden (ગાર્ડન) વાડીના.
Tree (ટ્રી) ઝાડ.
Songs (સૉંગ્ઝ) ગાયનો.
Busy (બિઝિ) ઉદ્યોગી.
Bees (બિઝ) મધમાખી.
Hum (હમ) ગણગણ કરે છે.
Round (રાઉન્ડ) આસપાસ.
Flowers (ફ્લાવર્સ) ફુલો.

Gay (ગે) આનંદી.
Open (ઓપન) ઉગાડે છે.
Smile (સ્માઇલ) હસે છે.
Every day (એવરિડે) દરરોજ.
Scent (સેન્ટ) સુવાસિત કરે છે.
Air (એઅર) હવા.
Bloom (બ્લુમ) ખીલે છે.
Great (ગ્રેટ) મોટા; મહાન.
Things (થિંગ્સ) વસ્તુઓ.
Kind (કાઇન્ડ) માયાળુ.
Loving (લવિંગ) ચાહનાર.
Has made=બનાવી છે.
High=ઉંચે.
His home in the sky=
આકાશમાનું તેનું ઘર.



## ૧ મારા પિતા.

મારે વાસ્તે કોણ સખત કામ કરે છે ? મારી સંભાળ કોણ લે છે ?
મારો સૌથી સરસ મિત્ર કોણ છે ? મારા પિતા.
હું મારા બાપને ચાહું છું. મારો બાપ મને ચાહે છે.

## ૨ મા ઘેર.

પિતાજી પોતાને કામે ગયા છે. તે બે છોકરાઓ નિશાળે ગયા છે. ત્રણ ન્હાની છોકરીઓ ઘેર છે. મા. પણ ઘેર છે. ચિત્રમાં તેઓ આ રહ્યાં. તેઓ શું કરે છે ? મા પોતાની ન્હાની છોકરીઓને લખતાં શીખવે છે. તેઓ સઘળી એક સાદડી ઉપર બેઠાં છે. એક ( છોકરી ) દોરીમાં ફુલ પોરવે છે. બીજી બે છોકરીઓ ચોપડીમાં લખે છે. મા પોતના હાથમાં પંખો પકડી રાખે છે. તેણીને પોતાના ગળાની આસપાસ માળા છે. તેને તેના કાનમાં એરીંગ છે. છોકરીઓને, પણ એરીંગ છે.

## ૩. બાળક.

મા–હું એક બાળકને જોઉં છું.

છોકરૂં–તે બાળક ક્યાં છે ?

મા-તે પેલું રહી. તે મેજ ઉપર બેઠી છે. હું મ્હોટો પંખો જોઈ શકું છું.

છોકરૂં-ત પંખા ક્યાં છે ?

મા–તે પંખો તે બાળકની પાછળ છે. તે તેની નજદીક બેઠી છે. તે તેની આગળ બેઠી છે.

છોકરૂં–તે શું કરે છે.

મા–તે તમારી અને મારી સામે જુએ છે.

છોકરૂં–મેજ ઉપરથી શું તે નહીં પડી જશે.

મા–અરે ના. તે પડી જશે નહીં. તે તે મેજ ઉપર સહીસલામ ૧ છે.

છોકરૂં–હું તેને દુધનો પ્યાલો આપું ?

મા–હા, તેને દુધનો પ્યાલો આપો.

છોકરું—હું તેની ગળાની આસપાસ કંઈ જોઈ શકું છું. તે શું છે?

મા—તે માળા છે. તેના દરેક કાંડા ઉપર એક બંગડી છે, અને દરેક ઘુંટી ઉપર એક લંગર છે.

છોકરું—તેના હાથ કેવા ન્હાના છે? તેણે પોતાના ડાબા હાથમાં શું પકડયું છે.

મા—તેણે પોતાના ડાબા હાથમાં કેટલાંક ફુલ ઝાલ્યાં છે. તેની પાસે મેજ ઉપર થોડાં વધારે ફુલ હું જોઈ શકું છું.

છોકરું—હું તેના જમણા હાથમાં કંઈ જોતો નથી.

મા—ના, તેના જમણા હાથમાં તેણે કાંઈ ઝાલ્યું નથી.

છોકરું—મને તેનું નામ કહો.

મા—તેનું નામ રાધા છે, પણ અમે સઘળા તેને બાળક (બેબી) કહીએ છીએ.

છોકરું—શું બાળક ચાલી શકે છે?

મા—હા, તે જરા ચાલી શકે છે. તે દુર જઈ શકતી નથી. તે મારો હાથ પકડે છે અને ચાલે છે.

છોકરું—તે બોલી શકે છે?

મા—ના, તે હજુ સુધી બોલી શકતું નથી.

તે થોડા વખતમાં મ્હોટી થશે. ત્યારે તે ચાલશે અને બોલશે અને દોડશે.

છોકરું—પંખાનો આકાર કેવો છે?

મા—પંખો ગોળ છે. તેને લાંબો હાથો છે.

ન્હાના બાળક તરફ માયાળુ થાઓ; તેની સાથે ધીમેથી બોલો.

## ૪ નવો કનકવો.

કેસુ—વિઠુ આવ, ચાલો આપણે ઘેર જઈએ. થોડીવારમાં અંધારૂં થશે. મારે જલદી ઘેર જવું જોઈએ.

વિઠુ—ઘણું સારૂં, કેસુ. હું તારી સાથે આવીશ. તમે ઘેર શું કરશો?

કેસુ—હું મારો નવો પતંગ ઉડાવવા માગું છું.

વિઠુ—તમને પતંગ કોણે આપ્યો? મેં તે કદી જોયો નથી.

કેસુ—ગઈ કાલે મારા ભાઇએ તે મને આપ્યો. તેણે તે બનાવ્યો. તેણે તે સારા કાગળનો બનાવ્યો. તે ઘણો સુંદર પતંગ છે. તેને સુંદર પૂંછડી છે.

વિઠ્ઠુ—તમારી પાસે કાંઈ દોરો છે ?

કેસુ—અરે હા ! મારી પાસે દોરીનો એક મ્હોટો દડો છે. તે સારી મજબુત દોરી છે. તે તૂટશે નહીં. મારો પતગ ઘણો ઉંચે ચગી શકશે. હું તેને નદી ઉપર ચગાવીશ.

વિઠ્ઠુ—હું પાછળ ઉભો રહીશ અને તમારી તરફ જોઈશ.

## ૫ કેરી.

છોકરો—અહીંઆ ત્રણ સુંદર કેરીઓ છે.

ભાઈ—શું આ કેરીઓ પાકી છે ?

છોકરો—હા, તે તદ્દન પાકી છે અને મીઠા રસથી ભરેલી છે.

ભાઈ—તમે તે કેવી રીતે જાણો છો ?

છોકરો—તે પાકી દેખાય છે, અને તે પાકી લાગે છે, અને તે પાકેલા જેવી વાસ આપે છે.

ભાઈ—હા. તે ઘણી સરસ વાસ આપે છે. તે પાકી હોવી જોઇએ.

છોકરો—તમે કેટલા પાંદડાં જોઈ શકો છો ?

ભાઈ—હું બે પાંદડાં જોઈ શકું છું. દરેક કેરીને ડાખળી છે. ત્રણ કેરીઓ છે અને ત્રણ ડાખળીઓ છે, પણ માત્ર બે પાંદડાં છે. એક ડાખળીના ઉપર પાંદડું નથી. શા વાસ્તે તેના ઉપર પાંદડું નથી ?

છોકરો—તે ડાખળી ઉપરનું એક પાંદડું ખરી ગયું છે.

ભાઈ—આ કેરીઓમાંની એક હું ખાઉં ?

છોકરો—હા, જો તમારી મરજી હોય તો એક ખાઓ. આવો અને અહીંઆ નીચે બેસો અને ખાઓ. શું તેનો સ્વાદ સારો છે ?

ભાઈ—હા, તમારો આભાર માનું છું; તે ઘણી સારી લાગે છે. મને આ કેરી ગમે છે. તમને તે ક્યાંથી મળી ?

છોકરો—મેં તે આપણી વાડીમાંના ઝાડ ઉપરથી તોડી લીધી.

ભાઈ—શું તે ઝાડ ઉપરની બીજી વધારે પાકી કેરીઓ છે.

છોકરો—ના, તે ઝાડ ઉપર બીજી કેરીઓ લીલી છે. તે હજુ સુધી પાકી નથી. તે ખાવા લાયક નથી. આપણે તેને તોડવી જોઈએ નહીં. લીલી (કાચી) કેરી ખાશો મા. જો તમે ખાશો તો માંદા પડશો. જો તમે માંદા પડશો તો તમે મરી જશો.

## ૬ ચપ્પુ.

કેસુ—જુઓ, આ મારો નાનો ચપ્પુ છે.

ગોપુ—કેવો સુંદર ચપ્પુ ! શું તે કાપી શકે છે ?

કેસુ—અરે હા ! તે કેરી કાપી શકે છે. તે કાગળ કાપી શકે છે.

ગોપુ—શું એનાથી સીસાપેન ઘડી શકાય ?

કેસુ—હા, સીસાપેન કઠણ છે. પણ મારો ચપ્પુ તેને કાપી શકે છે. એને એક હાથો છે અને ત્રણ તીક્ષ્ણ પાનાં છે. તે ખુલ્લો (ઉઘાડો) છે અને તમે તીક્ષ્ણ પાનાં જોઈ શકશો જો તમે તેને બંધ કરો તો, તમે તે પાનાં જોઈ શકશો નહીં.

ગોપુ—એને કઈ જાતનો હાથો છે ?

કેસુ—એને લાકડાનો હાથો છે, અને પાનાં પોલાદનાં છે.

ગોપુ—આ ચપ્પુનું નામ મને કહો.

કેસુ—તે કલમ ઘડી શકે છે, અને તે વડે હું વારંવાર કલમ ઘડું છું. અમે તેને ચપ્પુ કહીએ છીએ.

ગોપુ—શું તે સ્ટીલપેન ઘડી શકે ?

કેસુ—ના, હું તેનાથી પીછાંની કલમ ઘડી શકું છું, પણ તે સ્ટીલ પેન ઘડી શકે નહીં. તાક ઘણી સખત છે, પીછું પોચું છે.

ગોપુ—મહેરબાની કરીને મને આ ચપ્પુ આપો.

કેસુ—ના, આ ચપ્પુ હું તને નહીં આપી શકું. તે મને પોતાને જોઇએ. એના જેવો એક તમારે માટે ખરીદવાને તમારા બાપને કહેજો.

ગોપુ-આ સુંદર ચપ્પુ તમે ક્યાંથી ખરીદ્યો.

કેશુ—ગઈ કાલે, બાપાએ દુકાનમાંથી તે ખરીદ્યો.

ગોપુ-તેને માટે તેમણે શું આપ્યું ?

કેસુ-તેને માટે તેમણે આઠ આના આપ્યા તેમણે પોતે એ પ્રમાણે મને કહ્યું. હવે તમારે ઘેર જવું જોઇએ. બહુ મોડું થયું છે. મારે સુઈ જવું જોઇએ.

મારે વાંચતાં શીખવું જોઇએ. મારે લખતાં શીખવું જોઇએ. મારે જુઠું બોલવું જોઇએ નહીં. મારે કોઇને ખીજવ કરવી જોઇએ નહીં.

## ૭ ગાય.

ગોવિંદ—આ ચિત્રમાં શું છે ! મને કહો.

વિઠુ—હું ગાય અને વાછરડો અને માણસ અને સ્ત્રી જોઉ છું. તે માણસ કોણ છે ? તે શું કરે છે ?

ગોવિંદ-તે દૂધવાળો છે. તે ગાય તેની ગાય છે. તે જમીન ઉપર બેઠો છે અને પોતાના જમણા હાથથી ગાય દોહે છે.

વિઠુ-પોતાના ડાબા હાથથી તે શું કરે છે !

ગોવિંદ—તેણે પોતાના ડાબા હાથમાં વાસણ પકડયું છે.

વિઠુ—દૂધવાળા પાસે જમીન ઉપર હું બે ચીજને જોઈ શકું છું. તે શું છે, અને શા વાસ્તે છે !

ગોવિંદ—ત્યાં એક મોટું ગોળ વાસણ છે, અને તેની પાસે એક નહાનું વાસણ છે. દૂધવાળો ઘણા મોટા વાસણમાં દોહે છે. તે દૂધથી ભરાઈ જશે. ત્યાર પછી તે પેલાં બે વાસણમાં દૂધ રેડશે.

વિઠુ—ક્યારે અહીં દૂધવાળો આવે છે ?

ગોવિંદ—તે દર સવારે અહીં ગાયને દોહવાને આવે છે. તે પોતાની ગાય દોહીને પોતાનું દૂધ વેચવાને ઘેરેઘેર ફરે છે.

વિઠુ—ત્યાં પેલી ઉભેલી બાઈ કોણ છે ? તે ક્યાંથી આવી છે ? તેને શું જોઈએ છે ?

ગોવિંદ—તે ગાયની પછવાડેના ઘરમાંથી બ્હાર આવી છે. તે પોતાને માટે થોડું દૂધ લેવા આવી છે. જમીન ઉપરનું પેલું ન્હાનુ વાસણ તેનું છે. દૂધવાળો તે દૂધથી ભરશે અને તેણી તે લઈ જશે. તેના પોતાને હાથે બંગડીઓ છે, એના ઘુંટણ ઉપર કલ્લાં છે. નાકમાં વાળી છે, અને તેના કાનમાં એરીંગ છે.

વિઠુ—તે ગાય શું કરે છે ?

ગોવિંદ—ગાય જમીન ઉપરની ટોપલીમાંથી ખાય છે.

વિઠુ—તે વાછરડું શું કરે છે ?

ગોવિંદ—તે વાછરડું પોતાની માની નીચે પોતાનું માથું ઘાલે છે. તે પોતાને માટે થોડું દૂધ લેવાને પ્રયત્ન કરે છે.

વિઠુ—શું તે વાછરડાને થોડું દૂધ મળશે ?

ગોવિંદ—હા. દૂધવાળો પોતાનું વાસણ દૂધથી ભરશે. ત્યારપછી તે વાછરડાને પોતાની મા પાસેથી થોડું દૂધ પીવા દેશે.

વિઠુ—ગાય શું ખાએ છે અને પીએ છે ?

ગોવિંદ—તે ઘાસ, કુશકી, કોહાળ અને પરાળ ખાય છે. તે સ્વચ્છ ઠંડું પાણી પીએ છે.

વિઠુ—શા વાસ્તે દૂધવાળાએ તેના પાછલા પગ બાંધ્યાં ?

ગોવિંદ—તેણે તેને લાત મારતી અટકાવવાને તેણે તેને બાંધ્યા છે. જો તે લાત મારે તો દૂધનું વાસણ ઉંધું વળી જાય અથવા દૂધવાળાને ઇજા થાય.

વિઠુ—તે ગાય કેટલું દૂધ ( આપે ) દે છે ?

ગોવિંદ—આ ગાય હરરોજ ચાર શેર દૂધ દે છે. સવારમાં તે બશેર દે છે અને સાંજે ફરીથી બશેર દે છે. તમે ગાયના માથા ઉપર બે શીંગડાં જુઓ છો. શું તમે જોતા નથી ? શું તે ગાયને કંઈ કામના છે ?

વિઠ્ઠુ-હું શીંગડાં જોઈ શકું છું. તે શા કામના છે?

ગોવિંદ-ગાય તેનાથી લડી શકે છે. કોઈ તેને અથવા તેનાં વાછરડાંને ઈજા કરવાને પ્રયત્ન કરે ત્યારે તે પોતાના શીંગડાંથી લડે છે. તેને ટુંકા પગ છે અને ઘણી જલદીથી દોડી શકતી નથી. પણ તે પોતાને અને પોતાના નાના વાછરડાંને પોતાનાં શીંગડાંવતી સહીસલામત રાખી શકે છે.

આ વાસણ મ્હોટું છે, પેલાં વાસણો ન્હાનાં છે. આ ચોપડીઓ મારી છે, પેલી ચોપડીઓ તમારી છે. દૂધ સારૂં અને ધોળું અને મીઠું છે. દરેક જણને દૂધ પીવું ગમે છે. ન્હાની ગાયને આપણે વાછરડી કહીએ છીએ. ગાય પોતાના વાછરડાની સંભાળ લે છે.

## ૮. ઘોડો.

માણસ-આ રહ્યો મારો ઘોડો. તેની તરફ જુઓ. તેને લાંબા પગ છે અને વાળવાળી લાંબી પૂંછડી છે તે બહુ જોરાવર છે. તે ઘણી ઝડપથી દોડી શકે છે. તે ઘણે દુર પોતાની પીઠ ઉપર માણસને લઈ જાય છે. તેને લાંબી ડોક ન્હાનું માથું અને ન્હાના કાન છે, અને તે સારી રીતે સાંભળી શકે છે. તે ગાય જેવો ટુંકો નથી. તે ઉંચો છે,

છોકરો-હું તમારા ઘોડા ઉપર સ્વારી કરૂં?

માણસ-હા, તેની પીઠ ઉપર ચઢો અને સ્વારી કરો. હું તમને પકડી રાખું છું. બીતો ના.

છોકરો-મહેરબાની કરી મને મજબુત પકડી રાખજો. તેને ઝડપથી દોડવા દેશો નહીં. હું પડી જાઉં. તે કેવો ઝડપથી ચાલે છે.

આ એક સુંદર કાળો ઘોડો છે. ઘોડો ઘણી ઝડપથી દોડી શકે છે. ઘોડો પોતાના સ્વારી કરનારને ઓળખે છે. ઉઠો. મજબુત પકડો. ઝડપથી ચાલો.

## ૯. ખુરશી.

રામ—શું આ સુંદર ખુરશી નથી ? તે કોની છે ?

ગોવિન્દ—આ મારી ખુરશી છે. હું તેના ઉપર બેસું છું. કેટલાક માણસો જમીન ઉપર બેસે છે. જમીન ભીની હોય. જો હું ખુરશીપર બેસું તો મને શરદી લાગશે નહીં.

રામ—આ કઈ જાતની ખુરશી છે ?

ગોવિન્દ—તે નેતરની ખુરશી છે. પાછલા ભાગમાં નેતરના પાતાળા કકડા છે. પાયા નેતરના જાડા કકડા છે, બેઠક નેતરની છે. તે પોચી લાગે છે.

રામ—મને મારી પીઠમાં દરદ થાય છે. હું ઘેર જમીન ઉપર બેઠો ને ભીંજાયો.

ગોવિન્દ—મારી ખુરશી ઉપર બેસો. તમારે ઘેર ખુરશી છે ?

રામ—ના. પણ હું એક ખરીદીશ. તેની શું કિમ્મત બેસશે ?

ગોવિંદ—એક સારી ખુરશી માટે બે કે ત્રણ રૂપીઆ આપવા પડશે. કેટલીક ખુરશીઓ લાકડાની થાય છે લાકડું કઠણ લાગે છે. પણ નેતર કરતાં તે વધારે મજબુત છે. ખુરશીઓને પીઠ, બેઠક અને પાયા હોય છે. કેટલીક ખુરશીઓને વળી હાથા હોય છે.

## ૧૦. હું તાબે થઈશ.

(૧) હું મારા બાપ અને માનું કહ્યું માનીશ.

(૨) હું બાપ, મા, બ્હેન. અને ભાઈને ચાહીશ.

(૩) હું ઘેર દરેક જણ તરફ માયાળુ થઈશ.

(૪) હું દરેકની સા ધીમેથી અને નમ્રતાથી બોલીશ.

(૫) હું દરરોજ પરમેશ્વરની પ્રાર્થના કરીશ.

(૬) મારી સંભાળ રાખવાનું હું પરમેશ્વર કને માગીશ.

હું કરીશ નહિ.

(૧) હું જુઠું બોલીશ નહીં. (૨) હું ચોરી કરીશ નહીં. (૩) હું ખરાબ શબ્દો વાપરીશ નહીં.

ખરૂં કરવાનો પ્રયત્ન કરો, સાચા થવાનો પ્રયત્ન કરો.

જો તમે દરેકને ચ્હાશો તો દરેક જણ તમને ચ્હાશે.

## ૧૧. બૈલગાડી.

છોકરો—ગાડામાં બેઠેલા પેલા માણસને તમે જુઓ છો ?

બાઈ—હા, હું તેને ગાડાની અંદરની બાજુએ જોઉં છું. તે કોણ છે ? ત્યાં તે શું કરે છે ?

છોકરો—તે ગાડાવાળો છે. તેણે પોતાના માથે પાઘડી પહેરી છે. આ ગાડું તેનું છે. તે બૈલગાડી છે. તે બળદને હાંકે છે.

બાઈ—ગાડું સાથી ચાલે છે ?

છોકરો—બળદ ગાડીને ખેંચે છે. ગાડાને બે મ્હોટાં ગોળ પૈડાં છે. દરેક બાજુએ એક છે. જ્યારે બળદ ખેંચે છે, ત્યારે પૈડાં ગોળ ફરે છે. ત્યાર પછી ગાડું રસ્તા ઉપર થઈને જાય છે, હમણાં તે રસ્તામાં શાંત (સ્થિર) ઉભું છે.

બાઈ—અહીંઆ શા વાસ્તે શાંત ઉભું છે ?

છોકરો—કોઈ ઘણે દૂર રહે છે. આ ઘરમાં તેનો એક ભાઈબંધ છે. તેને તે મળવાને અને તેની સાથે વાત કરવા માગતો હતો. તેણે ગાડાવાળાને તેને અહીં લાવવાને ચાર આના આપ્યા. પોતાના ભાઈબંધ સાથે વાત કરતાં હમણાં તે ઘરમાં છે. થોડીવારમાં તે બ્હાર આવશે અને આ ગાડામાં ઘેર જશે. ગાડાવાળો બ્હાર તેની વાટ જુએ છે.

બાઈ—ગાડાને કેવું સુંદર મથાળું છે.

છોકરો—હા, ગાડાવાળાએ પોતે તે મથાળું બનાવ્યું છે. તેણે તે નેતર અને સાદડીનું બનાવ્યું. તેણે નેતરોને વાળી અને તેના ઉપર સાદડી મુકી.

તેણે પાતળાં દોરડાંથી નેતર સાથે સાદડી બાંધી લીધી છે. તમે નેતર જોઈ શકતા નથી. તેઓ અંદરની બાજુએ છે. સાદડી ઉપર બ્હારની બાજુએ તમે દોરડાં જોઈ શકો છો.

બાઈ—ગાડાનો ઉપલો ભાગ શું ખપનો છે ?

છોકરો—ગાડાનો ઉપલો ભાગ સૂર્યનો તાપ ને વરસાદ અટકાવે છે. સૂર્યનો તાપ અને વરસાદ અંદર પ્રવેશ કરી શકતા નથી. ગાડાની અંદરની બાજુએ સુકું અને ઠંડુ છે.

ભાઇ—ગાડાવાળો બળદ કેવી રીતે હાંકે છે.

છોકરો—તેણે બળદના નાકમાં દોરી પોરવી છે. તેણે તેની જોડે દોરડું બાંધ્યું છે. તે દોરડાનો એક છેડો પકડી રાખે છે. જ્યારે તે દોરડું ખેંચે છે ત્યારે બળદ ઉભાં રહે છે. તેની પાસે તેના હાથમાં એક ચાબુક છે. જો બળદ નહીં ચાલે તો તેને ચાબુક મારે છે. ત્યાર પછી તે દોડે છે.

બળદને ટુંકા પગ હોય છે. ઘોડો બળદ કરતાં વધારે લાંબો છે. ઘોડાની ખરીને એક ભાગ છે. બળદની ખરી બે ભાગવાળી છે.

## ૧૨. તે મેળવવાની કોશેષ કરો.

## એક ન્હાનો છોકરો અને તેની મા.

છોકરો—તમે શું પકડ્યું છે ?

મા—આ એક ન્હાનું પક્ષી છે.

છોકરો—તે ઉડી શકશે ?

મા—ના. તે લાકડાનું પક્ષી છે. તે ઉડી શકશે નહીં. તે રમકડું છે. તમે તેની સાથે રમો.

છોકરો—મેહરબાની કરીને મને તે આપો.

મા—તમારો હાથ ઉંચો કરો અને તે લો.

છોકરો—હું એટલે ઉંચે પહોંચી શકતો નથી.

મા—તેને પહોંચવાની કોશેષ કરો.

છોકરો—હું કોશેષ કરૂં છું, પણ હું પહોંચી શકતો નથી.

મા—તારા પગના આંગળા ઉપર ઉભો થા અને કોશેષ કર.

છોકરો—તેને જરા નીચે ઉતારો. હવે તે મને મળ્યુ. તે મારા હાથમાં આવ્યું. હું તેને જવા દઇશ નહીં. હવે આ પક્ષી મારૂં છે.

મા—હા, હું તને તે આપું છું. હવે તે તમારૂં છે ?

છોકરો—વ્હાલી મા, તમારો આભાર માનું છે.

મા—પોતાના ન્હાના છોકરાને ચ્હાય છે.

## ૧૩. મરઘો.

મરઘો સુંદર પક્ષી છે. તે કેવો સીધો ઉભો રહે છે. તેની પૂંછડી તરફ જુઓ. તેમાં કેવાં સુંદર લાંબાં પીછાં છે. તે સફેદ અને કાળાં અને રાતાં અને પીળાં છે, તેના માથા ઉપર સુંદર રાતી માંજર (કલગી) છે.

મરઘાંને બૈરી અને છોકરાં છે. બૈરી (માદા) મરઘી છે. તેણી ઇંડાં મૂકે છે અને તેમને હુંફાળા રાખવાને તેમના ઉપર બેસે છે. ત્યાર પછી તે ઇંડાં ફાટે છે અને ન્હાના બચ્ચાં બહાર આવે છે.

ત્યાં, ચિત્રમાં તમે મરઘી અને તેની આસપાસ સઘળે તેનાં બચ્ચાં જુઓ છો. તે શું કરે છે. મને તમે કહી શકશો? તેણી જમીન પરથી પોતાના બચ્ચા સારૂ ખોરાક વીણે છે. તેણી તેમને ખવડાવે છે. તેની તેમની મા છે. તેઓ પણ ખોરાક વીણવાનો પ્રયત્ન કરે છે. તેઓ તેમની માફક ખોરાક વીણે છે.

મરઘો સવારમાં ઘણો વ્હેલો ઉઠે છે. તે દિવસના અજવાળા પહેલાં બરાબર જાગે છે અને કુકડેકુક કરે છે. તે શું કહે છે! તે મને કહો. તે કહે છે. જાગો! જાગો! તમારી આંખો ઉઘાડો અને ઉઠો. અજવાળું આવે છે! દિવસ આવે છે! બારણાં ઉઘાડો! જાગો! સૂર્યોદય પહેલાં ઉઠો!

સવાર પહેલાં કુકડો કુકડેકુક કરે છે. ઝાઝારીઝા! પૂર્વમાં નવું અજવાળું થાય છે. કુકડેકુક! કુકડેકુક! વ્હેલા ઉઠનારા પક્ષીઓ પોતાનું ગાવાનું શરૂ કરે છે. ઝાઝારીઝા! ઝાઝારીઝા! દીવસ નવું અજવાળું લાવે છે.

દર સવારે રાતો સુરજ ગરમી આપતો અને પ્રકાશ આપતો ઉગે છે. પણ થોડીવારમાં સાંજ અને અંધારી ઠંડી રાત પડે છે. ત્યારપછી ચદ્રમા અને તારાઓ ઉગે છે. જ્યારે દિવસનું અજવાળું જતું રહે છે ત્યારે તેઓ અજવાળું આપે છે.

## ૧૪. મા અને તેનો દીકરો.

કેશુ—આ નાનો છોકરો દુર ચાલી શકતો નથી.

ગોન્ડુ—શા કારણથી તે દુર ચાલી શકતો નથી.

કેશુ—તે બહુ નાનો છે. તેથી તેની મા તેને લઈ જાય છે. તે તેને પોતાના જમણા હાથથી કેવી રીતે મજબુત પકડી રાખે છે.

ગોન્ડુ—પોતાના જમણા હાથે તે શું કરે છે?

કેશુ—તમે તેનો જમણો હાથ જોઈ શકતા નથી. તે તેની માની પીઠની આસપાસ છે. મા પોતાના ન્હાના છોકરાને ચ્હાય છે. તેણે તેના હાથમાં કડા અને તેના પગમાં કલ્લાં અને માથા ઉપર ન્હાની ટોપી પહેરાવી છે.

ગોન્ડુ—તે કયાં જાય છે, અને પોતાની જમણી બાજુએ શું લઈ જાય છે?

કેશુ—તેણી થોડા ચોખા ખરીદવાને બજારે જાય છે.

ગોન્ડુ—બજારમાંથી ચોખાને ઘેર કેવી રીતે લાવશે?

કેશુ—તેણી ચોખા ભરવાને ટોપલી લઈ જાય છે. આ ન્હાના છોકરાને ઘેર એક ન્હાનો ભાઈ છે તે ઘણો ન્હાનો છે. તેથી તેની મા તેને ઘેર મુકી આવી છે.

ગોન્ડુ—જ્યારે તેની મા ઘેર ન હોય ત્યારે તે બાળકની કોણ સંભાળ લે છે?

કેશુ—જ્યારે તે તેની મા બજારે જાય છે ત્યારે તેનો બાપ તેની સંભાળ લે છે. તેને માટે એક રમકડું તે મુકી આવી છે. તે તેની સાથે રમશે.

મને ઘણું કોણ ચાહે છે? મારી મા.

મને પીવાનું દૂધ કોણે આપ્યું? મારી મા.

મને ચાલતાં અને વાતચીત કરતાં કોણે શિખવ્યું? મારી મા.

મને મદદ કરવાને કોણ દોડી આવે છે? મારી મા.

મારે મારી માને ચાહવી જોઈએ અને તેની સંભાળ લેવી જોઈએ.

## ૧૫. ઘંટી.

નારાયણ—આ ચિત્રમાં તમે શું જુઓ છો?

ગોવિંદ—જમીન ઉપર, સાદડી ઉપર બેઠેલા એક પુરૂષ, અને બે બૈરીઓને હું જોઉં છું.

નારાયણ—તેઓ શું કરે છે?

ગોવિંદ—હું જાણતો નથી. મહેરબાની કરી મને કહો.

નારાયણ—તેઓ ઘંટીમાં ચોખા દળે છે.

ગોવિંદ—ઘંટી એ શું છે ?

નારાયણ—ઘંટીમાં બે પત્થર છે. તેઓ મ્હોટા અને ગોળ અને ઘણા ભારે છે. નીચલો પત્થર ફરતો નથી. ઉપલા પત્થરને હાથો છે. તે ગોળ ચક્કર ફરે છે. હાથો લાકડાનો છે. તે માણસ અને બે બૈરીઓ હાથાને પકડે છે. અને ઉપલા પત્થરને ગોળ ફેરવે છે. ઉપલા પત્થરમાં હાથાની પાસે એક કાણું છે.

નારાયણ—બાયડીઓમાંની એક તેને ચોખાથી ભરે છે. ચોખા તેમાંથી પડે છે. અને તે બે પડની વચ્ચે જાય છે. પત્થર તેનો થોડી વારમાં દળીને આટો કરે છે. બાયડીઓમાંની એક કાણામાં પોતાના જમણા હાથવતી થોડા ચોખા નાંખે છે. તમે તેને જોઈ શકો છો ?

ગોવિંદ—હા. હું તેને જોઈ શકું છે. જમીન ઉપર બે ટોપલા છે. તેઓ ચોખાથી ભરેલા છે. તેઓ આ સઘળા ચોખાનો દળીને લોટ કરશે ?

નારાયણ—હા. ટોપલીમાંના સઘળા ચોખાને દળીને તેઓ લોટ કરશે. આપણે આ ભુકાને આટો કહીએ છીએ. નીચલા પડ પાસે સાદડી ઉપર તમે સફેદ લોટ જોઈ શકો છો. આ લોટમાંથી તે બાયડીઓ ચોખાની રોટલી બનાવશે. તમને ચોખાની રોટલી (ભાખે) ગમે છે ?

ગોવિંદ—મને ગમે છે. તે બહુ સરસ છે અમે ઘેર વારંવાર તેને ખાઈએ છીએ. પણ જ્યારે ઠંડી પડી જાય ત્યારે સારી લાગતી નથી. જ્યારે તે તદન ગરમ હોય ત્યારે મને ખાવી ગમે છે. ચોખાની ગરમ રોટલી ઘણી સારી છે. મને ઠંડી ચોખાની રોટલી ગમતી નથી.

## ૧૬ કેટલાંક આંક.

ગોવિંદ—ચાલો આપણે કેટલીક સંખ્યા (આંક) શીખીએ. તમારે કેટલા હાથ છે.

ગોપાલ—મારે બે હાથ છે, એક જમણો અને એક ડાબો.

ગોવિંદ—ચિત્રમાંના સ્ટુલને કેટલા પાયા છે.

ગોપાલ—સ્ટુલને ત્રણ પાયા છે. એક, બે ત્રણ.

ગોવિંદ—ચિત્રમાંની રકાબીમાં કેટલાં ફળ છે? તે ગણો અને મને કહો.

ગોપાલ—એક, બે, ત્રણ, ચાર, હું ચાર ગણી શકું છું.

ગોવિંદ—દરેક હાથમાં તમોને કેટલાં આંગળાં છે?

ગોપાલ—મ્હારે દરેક હાથે પાંચ આંગળીઓ છે.

ગોવિંદ—મધમાખી તરફ જુઓ. તેને કેટલા પગ છે?

ગોપાલ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ પગ છે.

ગોવિંદ—હમણાં ચિત્રમાંની ચોપડીઓ ગણો.

ગોપાલ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ સાત ચોપડીઓ.

ગોવિંદ—કરોળીઆને કેટલા પગ છે?

ગોપાલ—હું કરોળીઆના આઠ પગ ગણી શકું છું.

ગોવિંદ—ચિત્રમાં કેટલીક લાકડાની ખીંટીઓ છે. તેઓ કેટલી છે?

ગોપાલ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ ખીંટીઓ. તમે તેની સાથે રમો.

ગોવિંદ—તમારા બંને હાથે કેટલી આંગળીઓ છે? મને કહો. તમારા હાથ ઉંચા કરો ને જુઓ.

ગોપાલ—મારે જમણા હાથમાં પાંચ આંગળીઓ છે અને મારા ડાબા હાથમાં પાંચ આંગળીઓ છે. બંને હાથમાં દસ આંગળીઓ છે. કરોળીઆને આઠ પગ છે. મધમાખીને છ પગ છે.

## ૧૭ બ્હેનો.

સીતા કાળાવાળવાળી દશ વર્ષની ન્હાની છોકરી છે. તેણી કદી આળસુ નથી. તેને ઉદ્યોગી થવાનું અને પોતાની માને મદદ કરવાનું ગમે છે. આજ સહવારમાં જ્યારે અજવાળું થયું ત્યારે તેણી ઘણી વ્હેલી ઉઠી. તેણે ઘરનો પુંજો કાઢ્યો. ત્યાર પછી તેણે પોતાની મ્હોટી બ્હેનને જગાડી. તેણીએ કહ્યું; બ્હેન જાગ. ઉઠવાનો વખત થયો છે. ચાલો આપણે જઈએ અને કુવામાંથી પાણી લાવીએ. ત્યાર પછી પોતાની

બ્હેન ઉઠી અને તેઓ બંને કુવે ગઈ. હમણાં તેઓ પાછી આવે છે. મ્હોટી બ્હેન પાણી લઈ જાય છે. પાણીથી ભરેલો એક ઘડો તેને માથે છે. તેનો હાથ બીજા વાસણની આસપાસ છે. સીતાએ પોતાની સાથે એક ટોપલી લીધી. જ્યારે તેની બ્હેન પાણી કાઢતી હતી, ત્યારે તેણી ઘરને માટે બાળવાને પાંદડાં અને લાકડીઓ વીણતી હતી. તેની ટોપલી પાંદડાંથી ભરેલી છે. જ્યારે તેઓ પાછા જશે ત્યારે સીતા રાંધવાના વાસણ માંજવાને પોતાની માને મદદ કરશે. ત્યાર પછી તેઓ પોતાના બાપ અને ભાઈઓ માટે ખાવાને ઉકાળશે. જો તેની માને કંઈ જોઈએ તો તે સીતાને બુમ પાડે છે. જો તેના બાપને કંઈ જોઈએ તો, તે સીતાને વળી બોલાવે છે. તે દોડી આવે છે અને તેમને મદદ કરે છે. તે ઘરમાં ઘણી ઉપયોગી છોકરી છે. તે બીજાને મદદ કરવાને કદી થાકતી નથી.

(૧) આ ચોપડી મ્હોટી છે. પેલી ચોપડી આ કરતાં વધારે મ્હોટી છે. મારી ચોપડી ત્રણમાં સૌથી મ્હોટી છે. (૧) તે પક્ષી નાનું છે. (૨) આ પક્ષી વધારે ન્હાનું છે (૩) તે રાતું પક્ષી ત્રણમાં સૌથી ન્હાનું છે.

(૧) આ સારૂં છે. (૨) પેલું વધારે સારૂં છે. આ સૌથી સારૂં છે. હું ઘણો મ્હોટો નથી. હું ઘણો ઘરડો નથી, પણ હું મ્હારી મા અને મ્હારી બ્હેનને મદદ કરીશ.

## ૧૮. કુતરો.

રાત્રે અંધારૂં થાય છે, ત્યારે પછી હું મ્હારા ઘરના બારણાને તાળું વાસું છું.

શું તમે તમારા બારણાને તાળું વાસો છો?

ના, હું મ્હારા બારણાને કદી તાળું વાસતો નથી.

શું, તમે ચોરથી બ્હીતા નથી? તેઓ અંધારામાં આવે અને કંઈક ચોરી જાય.

અરે ના! મારે સારો ભાઈબંધ છે, તે મારા ઘરની આખી રાત તપાસ રાખે. છે તે કદી ઉંઘતો નથી. ચોરો તેનાથી બ્હીએ છે. તે મારો ન્હાનો કુતરો છે. તમે તેને ત્યાં ઉભેલો જુઓ છો? જો તે ચોરને જુએ તો તે ભસે છે. જ્યારે તે ચોરને સાંભળે છે ત્યારે તે ભસે છે. તે ચોરને કરડે છે. તે મ્હારા દોસ્તદારોને કરડતો નથી.

તમારો કુતરો કંઈ બીજું કરી શકે છે?

હા, તે પોતાના મ્હોમાં મારી લાકડી લઈ શકે છે.

## ૧૯. પક્ષી અને તેનો માળો.

સીતા આજે સ્હવારે વાડીમાં ગઈ. તેણે ઝાડમાં ઉંચે જોયું. તે ઉંચું ઝાડ નહોતું. તે નીચું ઝાડ હતું. ત્યાં તેને એક ન્હાના પક્ષીને જોયું. તે ઉડી ગયું નહીં. તે છેક શાંત બેસી રહ્યું. તે તેની છેક પાસે ગઈ ત્યારપછી તે પક્ષી તેની સાથે વાત કરવા લાગ્યું. તે બોલ્યું.

હું કોણ છું? તમે જાણો છો? હુ શું કરૂં છું? તમને કહીશ.

હું એક નાનું પક્ષી છું. મારે બે પાંખ છે અને હું હવામાં ઉંચે ઉડી શકું છું. હું પડી જતું નથી. મારી પાંખો મને ટેકવી રાખે છે હું એક ઝાડથી બીજે ઝાડ જઈ શકું છું.

ન્હાની છોડી, તમે તે કરી શકો નહીં. શું તમે કરી શકો?

તમે ચાલી શકો અને તમે દોડી શકો અને તમે કુદી શકો પણ તમે ઉડી શકો નહીં. મારી માફક ઉડવાને તમને ગમે છે?

હમણાં મેં મારી પાંખો બંધ કરી છે. (બીડી છે.) અને હું ઝાડની ડાળી ઉપર બેસું છું.

તમે એક સુંદર ઘરમાં રહો છો, શું તમે રહેતા નથી! મારે પણ એક સુંદર હુંફાળું ઘર છે. મેં એક અડવાડીયામાં બાંધ્યું. મારી નજદીક તે આ રહ્યું. હું તેને મારો માળો કહું છું. તે અહીં તદન સહીસલામત છે. તે ઝાડમાંથી પડી જશે નહીં. કેટલાક પક્ષીઓ લાંબા ઘાસમાં જમીન ઉપર પોતાના માળા બાંધે છે. હું છેક ઉંચે ઝાડમાં પાંદડાં નીચે મારો માળો બાંધું છું. તે આ રહ્યો.

કેટલાક પક્ષીઓ પોતાના માળા પાંદડાંના બનાવે છે. પણ હું મારો માળો ન્હાની ડાંખળીઓનો બનાવું છું તેને હુંફાળો રાખવાને હું અંદરની બાજુએ ઉન અને સૂકું ઘાસ મૂકું છું.

મારા માળાની અંદર કેટલાંક ભુરાં ઈંડાં છે. મેં તેમને ત્યાં ગઈ કાલે મૂક્યાં તેમને ગણો. એક, બે, ત્રણ, ચાર, મા માળામાં ચાર ન્હાનાં ભુરાં ઈંડા છે. તમે તેમને જુઓ. પણ તનારે તેને અડકવું નહીં.

આ ઈંડામાંથી ચાર ન્હાના પક્ષી બ્હાર નીકળશે. જો તમે થોડા દિવસમાં પાછા આવશો, તો તમે તેને જોશો. હવે મારા ઈંડાં ઉપર ફરીથી બેસવું જોઇએ અને તેને હુંફાળા રાખવા જોઇએ. જો હું તેમના ઉપર ન બેસું તો તે ઠંડા પડી જશે.

## ૨૦ ન્હાના પક્ષી.

પાંચ કે છ દિવસ પછી સીતા ફરીથી વાડીમાં ગઈ. ત્યાં તેણે તે પક્ષીને જોયું. તેની જોડે તેણે ફરીથી વાતચીત કરી તે બોલ્યું.

સાહેબજી ! ત્યારે તો તમે મને ફરીથી મળવાને આવ્યા છો. શું તમે આવ્યા છો ? હું તમને જોઈ ઘણી ખુશી થઈ છું.

હમણા મારા માળામાં ચાર ન્હાનાં પક્ષી છે. હું તેમની મા છું અને તેઓ મારા બચ્ચાં છે. હું તેમને ઘણાં ચાહું છું. જો તમારી મરજી હોય તો, તમે મારા માળા પાસે જાઓ અને તેમને જુઓ. બે દિવસ અગાઉ તે ભૂરાં ઈંડાંમાંથી બ્હાર આવ્યાં, મેં મારા માળામાંથી તમને તે ઈંડાં બતાવ્યાં હતાં. હમણાં તે પોતાનું મ્હોં ઉઘાડે છે તમે તેમને જોઈ શકો છો ? તમે તેમને ચીસ પાડતાં સાંભળી શકો છો ? તેઓ કંઇક ખોરાક માંગે છે, તે ઘણાં ભૂખ્યાં છે.

હું હમણાં એક કીડો તેમને ખાવા માટે લાવી છું. મ્હારી ચાંચમાં તે આ રહ્યું એમનો બાપ મારા જેવો બીજો એક ન્હાનું પક્ષી છે, તે આ છોકરાં માટે વધારે ખોરાક લાવવાને દૂર ગયો છે.

જો આપણે તેમને સારી રીતે ખવડાવીશું તો તે દરરોજ મ્હોટાં અને મ્હોટાં થશે. એક મહીનામાં તેમની પાંખો મજબુત થશે. ત્યાર પછી હું તેઓને આમતેમ ઉડવાને શીખવીશ. તેઓ પોતાની મેળે ખોરાક મેળવશે. હમણાં તેઓ ન્હાનાં પક્ષી છે, એમનાં મા અને બાપે તેમને ખવડાવવું જોઇએ.

### બાળક.

મ્હોં ફાટતાં પોતાના માળામાં ન્હાનું પક્ષી શું બોલે છે ? ન્હાનું પક્ષી બોલે છે કે, "મને ઉડવા દે, મા, મને ઉડી જવાદે."

જ્યાં સુધી ન્હાના પક્ષી વધારે મજબુત થાય ત્યાં સુધી ન્હાના પક્ષી વધારેવાર આરામ લે તેથી થોડી વધારેવાર આરામ લે છે, ત્યાર પછી તે ઉડી જાય છે.

## ૨૨. બિલાડી.

જુઓ, અહીંઆ એક બિલાડી છે. તેને તેના શરીર ઉપર ટુંકા નરમ વાળ છે. તેને તેના પંઝાને છેડે તીક્ષણ નખ છે. તેને ચીડવતાં ના. તે તમને તેના નખ વડે ખોતરશે. બિલાડી બહુ ઉતાવળી હોય છે. અને ઉંદરો પકડી શકે છે. ઉંદરો રાત્રે ખોરાક ચોરવાને નીકળે છે. બિલાડી તેઓની રાહ જુએ છે. તે રાત્રે દેખી શકે છે. જ્યારે ઉંદર તેના દરમાંથી બહાર નીકળે છે ત્યારે બિલાડી કુદે છે અને તેને પકડે છે. તેની સાથે રમે છે. આખરે તે ઉંદરને મારી નાંખે છે અને તેને ખાય જાય છે. બિલાડી દૂધ પીએ છે. તે માંસ અને રોટલી ખાય જાય છે અને તે માછલીની શોખીન હોય છે. (બહુ ભાવેછે.) બિલાડી તેનાં બચ્ચાંને ચાહે છે, તેમને સ્વચ્છ રાખવાને તે તેઓને સઘળે ચાટે છે તે તેમના માટે ખોરાક લાવે છે અને ઉંદર પકડવાને તેઓને શીખવે છે. તે પોતાની પૂંછડી હલાવે છે અને બચ્ચાં તેની સાથે રમે છે. બચ્ચાંઓ રમતનાં ઘણાં શોખીન હોય છે. તેઓ આમ તેમ કુદે છે. મા તેઓને પોતાના મ્હોંમાં લઈ જાય છે. તેઓને

મીઆંઉ કરીને બોલાવે છે. બચ્ચાંઓ વળી મીઆઉં કરે છે. બિલાડીઓ અને કુતરા આપણાં બાહબંધ છે. કુતરાઓ રાત્રે આપણાં ઘરની ચોકી કરે છે અને બિલાડી ઉંદરો પકડે છે. આપણે તેમના ઉપર માયાળુ થવું જોઈએ.

## ૨૩. બકરાંઓ.

આ બે બકરાંઓ છે. તેઓને કેટલાં લાંબા કાન છે ? તેઓને ગાયની માફક શીંગડાં છે. શું તેઓ તેઓનાં શીંગડાવડે મને માથું મારશે ? જો તમે તેઓને મારો નહીં તો તેઓ તમને માથું મારશે નહીં. તેઓને ટુંકી પૂછડીઓ હોય છે. બકરાંઓ દુધ આપે છે. પીવાને તેઓનું દુધ ગળ્યું અને સારૂં છે. બકરો ગાયની માફક વધારે દુધ આપતો નથી. આનું કારણ શું ? ગાયના કરતાં વધારે નાનો છે તેથી તે થોડું દુધ આપે છે. ગાયનું દુધ બકરાનાં દુધ કરતાં વધારે સારૂં છે. બકરાવાળો બકરાની વચ્ચે બેઠો છે. તે તેમને દોહવાને જાય છે. તેની આગળ માટીનો ઘડો ત્યાં છે. તે ઘડામાં દુધ મુકશે (રેડશે.)

## ૨૩. ઘેટું.

આ શું છે ? શું તે બકરો છે ? ના, તે ઘેટું છે તે મેઢું અથવા ઘેટું છે. તેને કેવાં સુંદર શીંગડાં છે. શીંગડાં સીધાં નથી. ઘેટાંના શીંગડાં વળેલાં ગોળ છે. બકરાંના શીંગડાં સીધાં નથી ઘેટાંના શીંગડાં વળેલાં હોય છે. બકરાના શીંગડાં સીધાં છે ઘેટાંને તેની ચામડી ઉપર જાડું ઊન હોય છે. ઊન ડગલાના જેવું છે. ઊન ઘેટાંને ગરમ રાખે છે. માણસો ઘેટાં ઉપરથી ઊન કાતરી લે છે. ત્યાર પછી તેઓ ઊનના કપડાં બનાવે છે. માણસો ઘેટાંને ટોળામાં રાખે છે. ટોળામાં ઘણાં ઘેટાં હોય છે. ઘેટાં ઘાસ ખાય છે. ભરવાડ ઘેટાંને ચરવાને ખેતરમાં હાંકી જાય છે. ઘેટાનું ઊન બકરાના વાળ કરતાં વધારે જાડું હોય છે. ઘેટાં ઘણાં નરમ અને શાંત છે. તેઓ કોઇને ઇજા કરતાં નથી.

## ૨૪. તમારે માટે અને મારે માટે.

પ્રકાશિત સુરજ ઉંડા આસમાની આકાશમાં પ્રકાશે છે. ઝાંખો (ફીકો) ચંદ્રમાં ઉંચે વાદળાં ઉપર પ્રકાશ નાંખે છે, અને આપણે રાત્રે (તમારે માટે અને મારે માટે) ચળકતા તારા જોઇએ છીએ. સુરજ ચંદ્રમાં અને તારાઓ તમારે અને મારે માટે પ્રકાશે છે. જ્યાં સોનેરી સુરજ પશ્ચિમમાં આથમે છે ત્યારે દરેક પક્ષી પોતાના નાના માળા તરફ ઊડે છે. વાડીના ઝાડમાં કેવી મધુરતાથી તે ગાય છે અને તેના મીઠાં નાનાં ગીતો તમારે માટે અને મારે માટે છે. ઉદ્યોગી મધમાખીઓ સુંદર ફુલોની આસપાસ ગણગણ કરે છે. તેઓ ખીલે અને આપણી તરફ દરરોજ હસીને જોય છે. તેઓ મધુર હવાની વાસ લે છે અને મધમાખને ખોરાક આપે છે અને તેઓ તમારે માટે અને મારે માટે જીવે છે અને તેઓ ખીલી નીકળે છે. મહાન પરમેશ્વર ભલો છે. તે ઉંચે રહે છે. તે આકાશમાંના પોતાના ઘરમાંથી આપણ સઘળાને જુએ છે, તેણે સઘળી ચીજો બનાવી છે. તે માયાળુ અને પ્રેમાળ છે. તારે માટે અને મારે માટે આપણા બધાને સારૂ તેણે તેઓને બનાવ્યા છે.



# નોટીસ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધ્યે શ્રી. કરસનદાસ નારણદાસ બુકસેલરની દુકાનેથી મળશે.

| | | |
|---|---|---|
| મેકમીલન ન્યુ રીડર્સ પ્રાઈમર ભાગ બીજાના મીનીંગ (તરજુમા સહીત) | | ૦—૬—૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૧લાના | ,, | ....૦—૮—૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૨ ના | ,, | ....૦-૧૧-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૩ ના | ,, | ....૦-૧૩-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૪ ના | ,, | ....૧—૦—૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૫ ના | ,, | ....૧—૪—૦ |
| સંસ્કૃત પ્રીમરની ગાઈડ ... | .... | ....૦-૧૨-૦ |
| નળાખ્યાન સટી૦ મોદીકૃત .... | .... | ....૧—૨—૦ |
| ધી મીડલ સ્કુલ એરિથમેટીક.... | .... | ...૧—૦—૦ |
| નેલસન રીડર્સ પ્રાઈમરના મીનીંગ (તરજુમા સહીત). | | ૦—૬—૦ |
| નેલસન રીડર્સ નં. ૧ના | .... | ....૦-૧૦-૦ |
| ,, ,, ૨ના | .... | ....૦-૧૩- |
| ,, ,, ૩જા | .... | ....૧—૪- |
| ,, ,, ૪થા | .... | ....૧—૪- |
| ,, ,, ૫મા | .... | ....૧—૪- |

એ શિવાય બીજી બધી શાળાપયોગી ચોપડીઓ મળશે જથાબંધ લેનારને સારૂ કમીશન આપવામાં આવશે.

---

Published by–Balubhai Karsandas Narandas
Book-seller, Nanavat—SURAT.
Printed by–Narayanrao Laxmanrao Nikum at the
SHANKER P. PRESS. Chawta Bridge–SURAT.